---

સંગ્રહ કરી છપાવનાર
કરશનદાશ રણછોડદાશ
ઠે૦ ગલેમંડી—સુરત.

---

સુરત બરાનપુરી ભાગોળ ભાજીવાલી પોળમા આવેલા શ્રી 'અંબીકા વીજય' પ્રીન્ટીંગ પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.

---

# સુરતની મોજીલી.



## છટકેલી સુંદરી,



ગાયન ૧ લું

કોને કહે છટકેલી, મુવા મને કોને કહે છટકેલી.
હું તો ફેશનમાં ઘેલી બનેલી.
પીયર તજીને ડીયરની સાથે બગીએ જાત હું વ્હેલી. મુ
સીલોનની ચાહ ને સુરતનાં બીસકુટ
તાજા તાજા ખાઉં પડેલી. મુ.

મુંબઈના પોલકા ને સાટીનની સાડીઓ
સ્વપને ન જોઈએ દીઠેલી. મુ.
ઘાઘરાને ચોળીનો પાર નથી મારે,
ચારોજ પ્રેઝંટ લીધેલી. મુ.
નવસેરા હાર સાચા મોતીના,
સુંદર બંગડીયો સોને મઢેલી. મુ.
બેસી ગાડીમાં હું જાઉં મંદીરે નીધા પાકી ભણેલી. મ.

---

## ગાયન બીજું.

### રાગ હરીગીત.

અહીં નોકરીથી લઈ રજા પછી શેઠજી તો ચાલ્યા
રસ્તેજ આવું દેખીને જોવા થકી ઉભા રહયા
અફસોસ કે શું જોઉં છું જો પાપના જે આંખથી
આંસુ ભરાયા આંખનાં રોવાય છે ચોધારથી
જા દુર થા જા દુર થાઓ દુષ્ટ રંડા મુજ થકી
આ જગત આખામાં ખરેખર તુજ સમી એકે નથી
નારી કરાવે વેરને પૈસા કર પાણી ખરે
કરશો નહી કોઇ ભાઈઓ વિશ્વાસ નારીનો અરે
ઉંડા નિસાસા નાખીને આખરે તે ચાલ્યા ગયા
નોકી વીભુની અંગ જોગી ઉનમના તે થયા
લે૰ ન૰ આબુ ૯૭૭ જી. બાવાણી.

## ગાયન ત્રીજું

ગયો તો યાર એકદીન હું સુરતમાં સેલ કરવાને
બપોરના બે કે ત્રણ વાગે નીકળ્યો સેજ ફરવાને
તાપી પર ચાલતો આવ્યો જતું તું ક્યાં ગયો હું તો
ભાગળ પરથી પડ્યો ભુલો ગયો હું રહીયો હું શાહપુરમાં
સખી એક શામળી ઉભી ઝરૂખામાં રહી ઝુકી
શરીર સંકોચતી ક્ષણમાં રૂમાલે મુખ લોતીતી
ઉભો તો બારીયે જોઈ હુને તે યાર તો એનો
આચીંતો આવીયો તે ત્યાં થયો મેળાપ બેનો
કરી ચુંબન ચતુરીને દબાવી બાથમાં લીધી
જવાને હાથ ઝાલીને નીચે ઉતારી ઝટ દીધી
કરી વીકટોરીયા ભાડે ગયા ત્યાં હીન્દુ હોટલમાં
ડબલના ઓર્ડરો દીધા બન્યા ચકચુર બોટલમાં
રહ્યું નહિ ભાન દુનીયાનું બન્યાં ત્યાં બેઉ એ હાલે
પછીથી શું થયું ભાઈઓ કહીશું આવતી કાલે

આણંદજી.

## ગાયન ચોથું.

### વંઢાનો વિલાપ.

---

નારી વીના ઘેર તાળું રે લાગ્યું મારે નારી વીના
ઘેર તાળુ
એ તો દીપક છતાં અંધારૂં રે સદાયે મારે.
અહિં કુવા પર બેસું રૂપાળી રામાઓ દેખું
રહું અંતર નારી સારૂં સારૂં રે સદાયે મારે.
સવારે ઉઠું છું જ્યારે દળવું પડે છે હાથે મારે
રહું છું નારી સારૂં સારૂં રે સદાયે મારે.
પાણી લાવું છુ માથે નાહું કોઈ આવે સાથે
જગમાં જીવતર મમ ખારૂં ખારૂં રે સદાયે મારે
પ્રભુ તમે છો કૃપાળુ વાંઢા મેણુ ભાંગો મારૂં
નીવેડ ધરવા ધારૂં ધારૂં રે સદાયે મારે
એવી યાચના કરતો કરતો ઘરમાં જઈને હું સુતો
આવી નિદ્રાને સોનું ભાળુ ભાળુ રે સદાયે મારે

જ્ઞાતીઓ મારા આવ્યા પરણાવાને બેરી લાવ્યા
ગોરે શ્રીફળ મને આપ્યુ આપ્યુ રે સહાયે મારે
જ્ઞાતીઓને ભોજન દીધો શીરા પુરીને ભજીયાં કીધા
વરઘોડો ફરવા ધારૂ ધારૂ રે સહાયે મારે
મુંબઇથી લાવ્યા તાંસા રજાકના સુરતી વાજા
ઘોડાને હું સણુધારૂ રે સહાયે મારે
બની ઠની સુંદર અસબેલો વરઘોડો ફરવા નીકળેલો
અંતર મનસુબો ધારૂ ધાર રે સહાયે મારે
કુમ કુમ પત્ર લખવા માટે નીરાકરજ દીધો રાતે
ઉભો હું લખવા ધારૂ ધારૂ રે સહાયે મારે
લેખક—લખાણ આનું રહ્યું બાકી લખું છું
પાન બીજામાં આંખે મુજ જટ ખોલી ગઇ સ્વપ્નાંમાં
વાત અધુરી રહી

---

કુમકુમ પત્રીકા.

રાગ—હરીગીત.

કુમ કુમ પત્રીકા લખું, આ લગ્નમાં સૌ આવજો
આ ગીત વાંચવાનું ગાયે, પારા અધીરા ના થશો

આ લગ્નમાં સીદ્ધી બુધિને, બેન્ડ વાજા વાગશે
પણ લગ્નમાં કન્યા નથી, તો કોણ બાળ કઢાવશે
વાંકા તણો વંટાળીયો, કહે લોક એ બદમાસ છે
વાંઢાની સાથે વાત કરત, વાત ઊંડે વાયરે
આવજોરે આવજો, દીલદાર મારો આવજો
આ કમ નથી મના, વરઘોડા સૌ હોંશથી સોભાવજો
સોળમીની રાતરે, છે રાતના નવ વાગતા
હર્ષ થાસે મુજને તા, સૌ જનો જે આવતા

લી હું તમારા સદાંના સ્નેહી મીત્ર મળી અત્યારે જે વાર વીત્યીત્ર.

---

## સુંદરીની કથની.

---

### રાગ ગઝલ.

મને મુરખો મળ્યો શામી, પડી છે સુખમાં ખામી
અરે હું આપતિ પામી, કહું શું આપદા બ્હેની

કરે નહિ ચાકરી ધંધો, મુરખ થઈને ફરે અંધો
કરે છે અવનવા ફંદો, કહું શું આપદા બ્હેની ૨
ગુરૂશો અન્ય જ્યાં રમતા, અરે મુજ સ્વામી આથડતા
બળે છે ચીતમાં ભડકા; કહું શું આપદા બ્હેની ૩
કમાવા રીત ના જાણે, કદી મુજ વાત ના માને
ફરતું નામ પરે પાણી, કહું આપદા બ્હેની ૪
પીતાના દામ સૌ ખાધા, કમાવા પર લીધી બાધા
કરજના હા કીધાં, કાધાં કહું શું આપદા બ્હેની ૫
ઉધારે અન્ન એ લાવે, લેવા માં ઠામ તો આવે
નહિ દે દામ તે વારે, કહું શું આપદા બ્હેની ૬
કરી તકરાર વદે ભુંડું, પડે પળવારમાં કુડું
જુવે ના આંખથી રૂડું, કહું શુ આપદા બ્હેની ૭
અરે અંતર પીડા રહેતું, ઉધારે કાં નથી દેતું
આવે જામીન સૌ લેતું કહું શું આપદા બ્હેની ૮
રૂપાળી આબરૂ દેખા, અરે બક્ષુ કીણુ પેખી
દુઃખે હું તન રહી રોકી, કહું શું આપદા બ્હેની ૯
સજ્જન તહેવારને ટાણે, ... આણંદ સૌ માણે
ભુખે એકાદશી જાણે, કહું સં આપદા બ્હેની ૧૦

સ્નેહીઓ શોધતા આવે, પતિને તે નહિ ફાવે
દિવસ દુખ માંડી વિલાપે, કહું શું આપદા બ્હેની ૧૧
પિતુ માતા ચઢે મનવા, સ્વામિ લાગે બડબડવા
લાગે હા હિત વચન કડવા, કહું શું આપદા બ્હેની ૧૨
પીયરનાં લુગડાં લાવું, કહી જમવા સજી જાઉં
તરત મેંણું અરે ખાવું કહું શું આપદા બ્હેની ૧૩
બન્યા સુરતની શોકાણી, વદે નિષ્ઠુર એ વાણી
કહું ક્યાં મારુંની કહાણી કહું શું આપદા બ્હેની ૧૪
ગુજારી જીંદગી મારી બલાપે હું કરૂં ભારી
દીઠા કંઇ દાદ નરનારી કહું શું આપદા બ્હેની ૧૫
સદા ચિંતા તણા તાપે અરે જોબન દુભાએ છે
અરે આવો પતી દેખી હૃદય મમ આ ચીરાએ છે

## પરણેલાનો પસ્તાવો.

હતો કુંવારો આજ લગી હું પરણ્યાનું દીલ થાતું
પરણેલાને નજરે જોતાં હૈડું ના હરખાતું

બંગડીયોની જોડી લાવો સાચા પોલીસની સ્વામી
સાડી કરાબી લાવો જરી પહેરે છે મારી મામી
સઘળું વેચ્યું દેવું કીધું ત્યારે પરણ્યો છું નારી
સુણતા વાણી પીળા પડ્યા તરત તાડુકા કીધો
પરણી તમને તેમાં કહોને મેં શું કાંઈ ગુન્હો કીધો
મે માગ્યું તે મરે જોઈએ તેમાં કંઈએ નહિ ચાલે
થઈ ભીખારી ફરી નારી તેતો આ હૈડે સાલે
માટી વીણ ઘડીએ નહિ ચાલે મનમાં લેજો વીચારી
રસોઇ હાથે રાંધું છું તે માટે સમજો છું સારી
દાળ થઈ માટે સીધવો આદુને મરચા લેવા
માટી માફક ગણવા લાગી ઓર્ડરગી અકળાવે છે
નવા નવા બુટ્ટા કઢાવી આંતરડી કકળાવે છે
તુર્ત રોકડો જવાબ દે છે કહી જરા હું ગુસ્સે થાઉં
વેરી સોની આ માયહુરંડ આઇ, એમ ગોઇમ ડિયર નાઉં
ગયો જમાનો જુનો આવી દેશહુમાં વહાલા મહાલો
કંઠી વેચી દઈ નાટક જોવાને ચાલો
ટાલીફૂલનથી ટીકીટ કમનો ફર્ટ ક્લાસ ગીઅવડ જાવા
અપટુડેટ બનીને ચાલો ત્યાર થા કરવા હાવા

# ઘાતકી પીતા (યાને) લગન કે ચીતા.

૧૦-૭-૩૨

(રાગ ગઝલ)

પ્રભુ પ્યારા દયા નીધી, પીતાજી પાયે હું લાગું
બચાઓને મને બાપુ, શરણુ હું આપનું માંગું ૧
થયો શત્રુ પીતા મારા, અરે મમ રકતનો પ્યાસી;
કહું આ કષ્ટ હું કોને, ઉગારો દીન આ દાસી ૨
બજારે વેચવા બેઠો, ગરીબ આ ગાયને પાપી
કરે મુજ માસનો પૈસે; કલેજુ મ્હારૂં કાપી ૩
બાળક તણી સાથે, વરવાને મુને થારે
બનીને અંધ લક્ષ્મીમાં, પિતા નિજ પુત્રીને મારે. ૪
ગરીબી ટાળવા માટે મડા સાથે મુને દેસે;
બીચારી માત મારીનું કહ્યું જમદુત ના માને ૫
કકળતી તે બહુ ભારે, કથન કઇ નાસુણે કાને
નથી કંઈ આશ અવનીમા, હવે બાકી રહી મનમાં ૬
નીહાળી સૃષ્ટીના સુખો ઉઠે છે આગ આ તનમાં
અરે ઓ માત મારીર ખરે ઓ જન્મની દાતા ૭
બહુ આભાર તે કીધો ઉછેરીને મુને માતા
નથુણી થઇ અરે હું તો જપું છુ સાથરે તારે ૮

જઉ છું સ્વર્ગની વાટે ગણીને દેહને ખારો
સકળ સૃષ્ટી તણાં સ્વામી ક્ષમા મમ દોસ્તની દેજો ૯
કૃપાળુ ઇશ બહુ નામી શરણ આ રંકને લેજો
પછી તે રંક બાળાએ ભરીને ઝેરની પ્યાલી ૧૦
ગણીને તેહને અમૃત ઝપાટેથી કરી ખાલી
થયો લક્ષ્મી તણા લોભે પિતા. પુત્રી તણો ઘાતી ૧૧
કરે આણંદ ખરે એતો ગણાયો જગતમાં પાપી



## સુધારાવાળાને શીખામણ.

—:—:—

રાગ—ગઝલ.

અરેરે હિંદ સંતાનો જુદેશા શું બાન દેશનમાં
અરે સાથી સુધારાના ફસાયા કેમ ફંદામાં
રહ્યા છો શું અને વળગી ધરીને હર્ષ અંતરમાં
પરાણી હું મતી કરવા તમારા દેશમાં આવી
રડાવી હીન્દ ભુમીને રહી છું હીન્દ ભુમીમા
પરાણી હું મતી કરવા તમારા દેશમાં આવી

ખુવારી હિન્દની કરવા સુધારો સાધમાં લાની
સુધારાના થઈ સાથી અતિ આનંદ માનો છો
સુધારો ઘર વિના ચાલી તમે શુ ફાયદો દીઠો
સુધારો હિન્માં દેખી જુવો વરસાદ પણુ નાઠો
સુધારો હિન્દમાં આવી ફજેતી કીધી છે પુરી
તમારી હિન્દ ભુમીની દશા તો બુરી છે પુરી
તમે તો એમ માનો કે સુધારા સર્વ સારા છે
અરે આ હિન્દ સંતાનો સુધારા એમ સુધાય છે
રહેશે હિન્દમાં ફેશન ખુવારી ત્યાં સુધી થાશે
નહાળી દાસ ફેશનના વિદેશી તાણી જાય છે
તમારા હિતને માટે વિદેશી મોહને છોડો
તમારા દેશને માટે સ્વદેશીમાં પ્રીતિ જોડો
કરીને હોળી ફેશનની વિદેશી કિર્તિ ઝળકાવો
બની ખાદી થકી સુંદર તમારો દેશ શોભાવો



## નવી ફેશનનું કોમીક.

---

ફેશનમાં અપટુડેટ બનીને છુમ છુમ કરતા ચાલે છે
રોફ જોઈ વીચાર કરતાં વેષ્યા સરખા લાગે છે
એક ભાઈ સાહેબ ત્યાં આવ્યા મોટર ધમ ધમ કરતી લાવ્યા
ભાઈ સાહેબનો રોફ જોવાતો મગજું પોલંપોલા છે
કોટ પાટલુનને કોલર સાથે કેપ નવી ચડાવી છે
પણ ઠાઠ જોઈ વીચાર કરતાં ગુર મુંબઈના મવાલી છે



## નવા યુગનું નવું શાસ્ત્ર.

---

(૧)

સુધરી જવાના સાધનોમાં મુખ્ય વસ્તુ આટલી
ઘડીઆળ ચસમાં બુટ કર છત્રી છડી કે બાટલી
ઉત્તમ ગણાતા એજ કેળવણી તણા ફળ થાય છે
શીવ શીવ અરે એને ખબર પરદેશમાં શું જાય છે

( ૨ )

અહાહા બ્રાન્ડી ને બીડી ગણાયે સ્વર્ગની સીડી
પિયે ના તે ભમાયો છે અમારાં શાસ્ત્ર ન્યારા છે
પીતા માતા તણું તાબે રહેવું એ કહ્યું કોને
પ્રિયાંનો પ્રેમ પ્યારો છે અમારા શાસ્ત્ર ન્યારા છે

( ૩ )

વધ્યા હાંસલાં ખાલી ઘ માં અપકો રાખે બહુ ભારી
કોલર પીન નેકટાઇ ખરીદી પૈસાની કીધી ખુવારી
રોજબરી જીંજર પીકનીઅપ વીના ઘડીએ નહિ ચાલે
સીગારેટના ધુમાડા કાઢે જીવમા સુખ જાણે ભાળે



